ત્રણ અંકી

# સુદરસેન ચંદ્રકલા

નો

## ગાયન રૂપી ઓપેરા.


રચનાર

દયાશંકર વસનજી ગીરનારા.

રેહેવાસી જુનાગઢ



**મુંબઈ:-**

પારસી પ્રીન્ટીંગ પ્રેસમાં ફ. પા.

ખંબાતાએ છાપી છે.

મુંબાદેવી રોડ, ચોકસી બજાર.

સંવત ૧૯૩૭, શને ૧૮૮૧.

કીંમત ૪ આના

૧૬૬૪

# પ્રસ્તાવના.

---

આ મારો પ્રથમ શ્રમ માત્ર નિર્દોશ ગમતના રમત ગણી તેની ચરચા ઉપર કોઇ પણ વિવેકી ગ્રહસ્થો દયા દ્રષ્ટિ સિવાય બીજો એકે ઉપાય નહિ યોજશે એવી હું અપેક્ષા રાખુંછું. કારણ આ પુસ્તકની ઉત્કંઠા એ મારા હમેશના વિચારનું પરિણામ નહિ હતું તેમ છતાં સ્વભાવિક રીતે એક રસિલું નાટક ચિત્ર દર્શનની રંગભૂમિ પર લાવવાને યોગ્ય કરવા મારૂં મન લલચાયું હતું. જે કામ ઇશ્વરેચ્છાએ આ વેળાએ પાર પડ્યું છે.

આ પુસ્તકમાં રસિલી કવિતા લાવવાને મારાથી બનતી કોશીશ કરવાને પછાત પડ્યો નથી તેમ મારી શક્તિના પરમાણમાં મેં પુર્ણ લક્ષ આપ્યું છે તેમ છતાં મારા નબળા જ્ઞાનને લીધે કવિતા વધારે રસિક નથી.

મને પીંગળનુ જ્ઞાન નહીં હોવાથી વૃત, છંદ વિગરેમાં મારે મહેરબાન ની ઘણી કિંમતી સાહ્યતા લેવી પડી છે જેની સાથે કે મને કોઇ જાતની ઓળખ નહિ છતાં આ પ્રસંગેજ તે સાહાયભુત થયેલ છે તો તેનો ઉપકાર આ સમયે મારાથી જેટલો મનાયછે તેટલો માનવાને વિસરતો નથી.

# મુરબ્બી વૈદરાજ શુખારામ મેઘજી પાઠક

મારા લઘુપણામાં કે જે સમયે માબાપના લાડથી
છોકરાંને દુર રહેવાની અને કેલવણી લેવાની ઘટિત જ
રૂર સમજાયછે તેવે સમયે મને યોગ્ય સાહ્યતા આપ
વા આપ મગન કળાયા છો. એમ જ્યારે મારા લક્ષ
માં આવે છે ત્યારે આપના ઉપકારી અવેજમાં દબાઇ
જતાં અત્યંત હર્ષના કિરણ પ્રકાસતાં મારી દ્રષ્ટિએ
દેખું છઊં જેનુ પરાવર્તન પાડવાને આ અસાધારણ
શ્રમ વાસ્તવિક ગણી આપ સમાન સદ ગ્રહસ્થના ના
મને આ અર્પણ પત્રમાં શોભાવા માન સમજુ છું.
જે માત્ર હેત દ્રષ્ટિથી સ્વીકારશો.

લા૦ તમારો આજ્ઞાંકિત સેવક,

**દયાશંકર વસનજી ગીરનારા**

# પાત્ર

| | |
|---|---|
| ચંદ્ર વિજય | એક રાજા. |
| ભદ્રાક્ષ | તેનો પ્રધાન. |
| ભાનુમતી | તેની સ્ત્રી |
| ચંદ્રકલા | તેની પુત્રી. |
| સુબુધ્ધી | ચંદ્રકલાની દાસી. |
| ભદ્રસેન | એક રાજા. |
| સુદરસેન | તેનો પુત્ર. |
| શુકલાક્ષ | તેનો પ્રધાન. |

[ વેપારી, લુટારા, કલાવંતીઓ વિગેરે ]

સંઘની અંદર—બુઢો બ્રાહ્મણ, બુઢી તેની સ્ત્રી, છોકરો તેનો પુત્ર.—આંધલો, મારવાડી, લંગડો સિપ ઇ. તથા વાણીઓ, ઇત્યાદિ.




**બધા સાથે મંગળા ચરણ.**

( કુંજ તણે વન જઇએ )એ રાહ

યાદ કરો મહીપાલ, યાદ દરસાવે અમને અપાર
સંકટ નિવારણ શ્યામ, કળા નિધી સુર્ય સર્જનહાર.
રમાણીક લીલા અનુપમ રાજે,વર્ણાય કેમ શ્રંગાર—યાદ.
સર્વ સક્તિ તેં નિજપદ ધરીને, નરાળો આપાવ્યો આ
ભાર——યાદ.
જીવિતજનનું તુજ ઇચ્છાએ, રહ્યું ગણાય સુખકાર—યાદ

**અંક ૧લો. પ્રવેસ ૧લો.**

**સ્થલ, રાજ્ય કચેરી.**

**ચંદ્ર વિજય રાગ સોરઠ.**

પુત્રી મોટી થઇ હવે, મુજ પુત્રી મોટી થઇ;
ચંદ્રકલા સમ યોગ્ય નહિ વર, ચંદ્રકલા સમ નહિં
અપાર દેશનાં ભુપ નિર્ખતાં, છતાંપિ મન ઠરે નહિ;
વિશ્વેસ બતાવ બાળ સુતાસમ, વર મળવાને કહી.—પુત્રી

ભક્તાધિન થઇ ભક્તજનને, દુખ નિવારણ જહિં તહીં;
ફર્જવાન છતાં કેમ અરે તું, દૂર કલાએ થઇ.—પુત્રી

**ભદ્રાક્ષ ગઝલ.**

અરે કેમ શોક ધરો, નિર્થક રાજા તમે,
કર્યેથી કલ્પાંત આમ, પરિતાપ શોક નહિ સમે.—અરે
શોક ધરવાથી જો, નિયમીત મટતું જ હોય;
તો ઘટીતછે એમ કરવું પણ, વ્યર્થ દેહ શાને દમો.—અરે
આસ્થા ઇશ્વર પર, પૂર્ણ છે તેથી ફળ ખચિત;
પ્રાપ્ત થશે પ્રભુથી, ઝટ માનીએ અમે. — અરે

**ગઝલ.**

( સુનલો હમેરી ) એ રાહ.

ચંદ્રવિજય—મન મારૂં અકળાય છે,
ભદ્રાક્ષ —શાંતિ તેથી તજાય છે;
ચંદ્રવિજય—પુત્રી વિષે ચિંતા થાયછે,
ભદ્રાક્ષ —ખેદથી મન ગભરાય છે.
ચંદ્રવિજય—વિશ્વેશ્વરનો આંશરો,
ભદ્રાક્ષ —ઠરશે એ જગમાં ખરો;
ચંદ્રવિજય—આસ્થા એનોય આંતરો,
ભદ્રાક્ષ —એવું સ્પષ્ટ મનાએ છે.
ચંદ્રવિજય—શર્વ શક્તિ સમાંન્તરે,
ભદ્રાક્ષ —વહેંચતાં અમને અંતરે;

ચંદ્રવિજય--ગણિ ગણ્યા કેમ અંતરે,
ભદ્રાક્ષ —એ થકી મન દુખાય છે.

## પ્રવેશ ૨ જો. સ્થલ રસ્તો.

(જુવો પેલી ચંપેલી કેવી)એ રાગ.

**વેપારી**

ફર્યો હું ગામેગામ બધે પણ વેચાણો ન માલ,
તેથી હવે ચંદ્રકળા પાશે જાઉં તતકાલ.
દાશી તેની ગઇ હ્યાંથી માટે જાઉં તે પાશ,
જઇ વાત કરૂં હું તેને સઘલી પુરણ થાએ આશ.
સુદરસેનની છબી છે પાસે બતાંવું હું આવાર,
લઇ છબી તે આશા મારી પુરસે નીરધાર.
કંઇ જરા ન દેરી કરતાં સત્વર પોંહોંચું ત્યાંહી,
જલદી જલદી પોંહોંચીને હું છબી દેખાડું હ્યાંહી

## પ્રવેશ ૩ જો. સ્થલ ચંદ્રકળાનો મહેલ.

**ચંદ્રકળા ગઝલ.**

(આગતો હમશે ઇશકદાર) એ રાહ.

પ્રભુ ઉગાર પ્રીતથી, દુખ દમે ઘણું ઘણું;
કષ્ટકારિ નિવાર તું, દુઃખ વેઠયું ઘણું ઘણું.
આસ્થા ઉભરાતિ રહે, તારા ઉપર સદા વિભુ;
પતિ વિહાર નિરાશનું, દુઃખ મળે ઘણું ઘણું.
શોધ હું કરાવી થાકી, દંપતી સજોડ થવા;

ક્યારે તું યોગ્ય વર દઇ, સુખ કરીશ ઘણું ઘણું.
નીરાશ કરવા સમ, દુઃખ બીજું છે નહીં;
માટે પ્રભુ ન કર નિરાશ, દુઃખ ગણુ ઘણું ઘણું.

(એટલું ગાઇ સુઇ જાયછે અને એકાએક ઝબકીને)

**લલીત.**

અકળ સ્વપ્નનો મર્મ ભેદતાં,
અમિત તર્ક તો જાયછે થતાં;
અવરની જ્યહાં થાયના ગતી,
ભુવન આવવા કોકરે મતી.
સદિવ ચોકીતો મેહેલ ઉપરે,
નહિજ હામ કો આવવા ધરે;
ત્યમ છતાં અરે અંતરે ધસી,
વશ કરી મને અંતરે વસી; (દાસી આવેછે)
ખચિત યોગ્ય છે એ સખા પતી,
કનડશે રતી વેદના થતી.

**સુબુધી** **રાગ ભેરવી.**

(નામ જાનેકા ન લો યાર)એ રાહ

વીનંતી લક્ષમાં લે તું બેની મારી,
દ્વારે આવ્યો છે એક ધનાઢ્ય વેપારી.
માલ લેવાનું મને જણાવ્યું તેણે જ્યારે,
આવી ત્વરાથી દોડિ, લેવાને આજ્ઞા તમારી.

આપો આજ્ઞા તમો જો લાવું તેને આપ સમક્ષ.
ખોટી ન રહેશો વાર ઝાઝી કહું બેની મારી.

**ચંદ્રકળા** **રાગ ગરબો.**

(ઓકુળીએ લઇ ચાલો)એ રાગ

લાવ દાસી જઇ જલદી, વેપારીને તું જ હમણા,
વાર લગાડયા વિના બેની મારી,
લાવ એ તેને ત્વરાથી, વેપારીને તુંજ હમણા.
શું ચીજ છે તેની પાશે તે જોઉં,
મન ગમતો માલ હું લેઉં, વેપારીને તુંજ હમણા

[દાસી જઇને લાવે છે]

**ચંદ્રકળા** **રાગ કલ્યાણ.**

કોણ ક્યાંથી આવ્યા તમે કો, સાચે સાચી મને વાતરે;
માલ શું છે તમ પાસે તમે ક્યો, થવા મને રળિયાતરે.

**વેપારી** **રાગ લાવણી.**

(ગોરી ચલી સાસરે)એ રાગ

હું છઉં વેપારી એક, માનજો સાચું;
મારો ખરીદ કરોને માલ જેથી હું રાચું.
વેચવાને અર્થે નિકળ્યો અહિંથી જ્યારે,
આ પાશે ઉભી તે બાઇ મલી હતી ત્યારે.
જેને માલ લેવાનુ સુચવ્યું મેં બાઇ,
કહે આવું પુછીને વાત ઉભો રહે આંહી.

તમ આજ્ઞા મલતાં તેડી મને તે લાવી,
હવે ઇરછું તમારી પાસ લ્યો મન ભાવી.

**ચંદ્રકળા** **રાગ કલ્યાન.**

(જલ્દ હો બેદાર) એ રાહ

ઉગાડોને એમાં સું છે, કેજો મુજને પુછું હું,
જોઇ હું મુજ નજરે માલ, વેચાતો રાખું જરૂર.
(વેપારી છબી સંતાડે છે અને શાડિ આપે છે)
શું તમે સંતાડયું તે કયો, સાડિતો આ પાછી લ્યો,
પેલી ચીજ મુજને દીઓ, સાચું તમને કહું છઉં
(રીશમાં)નજો દેખાડો તે ચીજ, શામાટે ચડાવો રીશ,
એકવાર જોઇશ નકીજ, ખરૂં તમુને કહું છઉં

**ગઝલ.** (કીશ કદર મે જો કરૂં)એ રાહ.
વેપારી–કરો માં જકર તમે, શાર એમાં કંઇ નથી,
શું કામ જોવાનું એમાં માલ એ તો કંઇ નથી.
શુબુધી–અલ્યા ભાઇ વેપારી તું તો, દેખાડને કહું છ હું !
જકરી આદમી તું તો,
વેપારી–માલ એમાં કંઇ નથી.––કરો માં.
લ્યો ત્યારે હું તમથી હારી ચીજ તે દેખાડું મારી
(વેપારી છબી બતાવેછે ને ચંદ્રકળા મુછાગત થાયછે)
સુબુધી–હાય હાય બાઇ મુજ મારી,
વેપારી–કહ્યું માલ એ તો કંઇ નથી.

**સુખુધી           રાગ શોહીણી.**

(ઇશ્કકા ખંજર લગા હે)એ રાહ

શાન્ત થા શાંણીતો તું છે બેની તુને શું કહું,
શિદને ગભરાયે તું વાલી સમજુ તુજને હું શું કહું
સમજુ છે તું મારી બેની ચીંતા નહી તું કર કંઇ તેની
નાથ તુને મલવા વિશેની સમજુ છે પછી શું કહું.
સ વચન હું તુજને આપું છે દુઃખ તુને તે હું કાપું,
શાંત થા ઓ અહલ્લા બાપુ સમજુ હવે હું શું કહું.

**ચંદ્રકળા           રાગ ગજલ.**

(ઇશ આતસે ઉલફત)એ રાહ.

સ્વપ્નુ મને જે આવીયું તે ખરેખર આ,
સ્વપ્નામાં છબિ દિઠી મે તે ખરેખર આ.
ઓ ભલા વેપારી અમને છબી તો તે તું આપ,
મો માગ્યું મુલ આપું તને હુંજ ખરેખાત.
વિચાર સું કરોછો તમો આપો ને આ વાર,
બોલો મુખે તે દામ દઉ હું તમને આ વાર.

**વેપારી           રાગ કલ્યાણ.**

લાચારે હું આપું તેહ, નિશ્ચયે માનો જુઠું ન તેહ,
ગયે હતો હું એકજ દેશ, છબી ઉપર મુજ લાગ્યો પ્રેમ,
લીધિ માગણિ કરિમે એમ, પૈસા ખરચ્યાછે બહુ તેહ--લા
આપો મુજ મન માન્યું દામ, છબી તે આપુ આ ઠામ,

સુદરસેન રાજાનુ નામ, મરજી પડે તે કરો એનું કામ.

**ચંદ્રકળા　　　　　રાગ**

(નીર્દયશે પ્રીત કરો ન કો)એ રાહ

ઉગારી મને તેં કિધી ઉપકારી,
　ખરેખર હું તો છઉ તુંજ આભારી;
આ આભાર જો હું ભુલું તો,
　ફેર પડે વળી જાતે અમારી.
દાસી જલદિ વહેલી જઇને,
　અપાવ રૂપીઆ મુજ નામજ દઇને;
પછી જાતું આ છબીજ લેઇને,
　કરવા વળી મને તું ઉપકારી.
શોધીને આવીશ જો બેની,
　દઇશ શોનું ને કરીશ શંતોખી.
ન આવેતો મરૂં યાદીમાં તેની,
　છઉં બેની હું તારીજ આભારી.

## પ્રવેશ ૪ થો જંગલ.

**લુટારાઓ　　　રાગ ભેરવ.**

(દુરસે આયેથે શાકી) એ રાહ

લુટારાઓ—પિયો ભાંગને ધુમ મચાવો,
　બધા ભેગા મલી અહીં આવો.
લુ. ૧.—પિતું ભાંગ આજ ખુબ મેં તોરે પિધીછે ભાઇ

લુ. ૨.—એમ તમો શું બોલો છો ભાઇ મારાજાઓ—પિ.
લુ. ૩.—લડોમા તમે.તો ભાઇઓ શિદ ખટપટ કરો,
લુ. ૧.—ભાંગતો કદી ન પિયું શાચું તમો માનો—પિ.
[સાંભે જોઇને]
લુ. ૩.—પણ થોભો ભાઇ જુવો ત્યાંથી આવેછે તે પેલું શું
લુ. ૪.—ગબર માલ મને દીસે તમે જુવો.—પિ.
લુ. ૨.—બોલો ભાઇ આપણે હવેતો કેવિ રીતે કરવું,
લુ. ૪.—(૧. ને)યુક્તિ નવિન તમેતો બતાવો.—પિ.
લુ. ૧.—પેહેલાં એની શાથે આપણે તો હળીમળી રેહેવું
કરીને કપટ પછી માલ તો પચાવો.—પિ.
ત્રણે લુટારા—ઠિક ભાઇ તદબીર તેંતો ઠીક કાઢી આપી
લુ. ૧.—ત્યારે ઠીક આવો મારી શાથે બધા આવો—પિ.

## પ્રવેશ ૫મો.સ્થલ મોટુ જંગલ.

(સુદરસેન સીકાર કરવા નીકલેછે

**સુદરસેન** **બેત.**

શિકાર ગઓ હાથથી થયો છઉં નિરાશ,
અરે મે કેવી ઉમેદ તીર માર્યૂં પણ પુરી નહી થઇ આશ
થાકી હું ગયો ઘણો માર્ગ ભુલ્યો છું આંહી,
માણશ મારાં છે પાછળે તે મને શોધશે ત્યાંહી.
તરસ મને લાગી ઘણી ક્ષુધા પીડે બહુ,
આ શમે હું ઓ પ્રભુ કોની શાહ્યતા લેઉં
આવે છે તે કોણ છે શાંમે પેલા જન,

આશ્રય માંગીશ જો હુંતો કરશે મુજ જતન.
રાજા છઉં એક દેશનો પાલું છઉં અરે શર્વ,
શંપતી કે સુખનો ભાઇ ના કરતા ખોટો ગર્વ.
(લુટારાઓ આવે છે.)

**રાગ**

લુ. ૧.—કોણ તમે છો કેજો દેજો જવાબ તે અમને,
સુદરસે.—રાજા છઉં હુંતો ભાઇ દુઃખની મારી વાત
શું કહુ તમને.
શિકારે હું ચાલ્યો શાથે હતા મુજ બરોબરી પાંચ
લુ. સાથે.—દાસ હમે તમારા રાખો તમ સાથેના આવેઆંચ.
નોકર અમે તમારા આજથિ થયા છઇએઅરે રાજા,
સુદરસેન—ચાલો ત્યારે સાથે રાખજો તમો આજથી માઝા.
(બધા જાયછે)

## પ્રવેશ ૬ ઠો. સ્થલ આંબાનુ જંગલ.

**સુબુધી રાગ ગજલ.**

(ફીરાતા હયે હમે કાં કાં

અરે ઓ હાય હવે હું શું કરૂં ઓ પ્રભુ કરૂં ઓ પ્રભુ,
મળે નહી મુજને તે હાય,તો મરૂં હું પ્રભુ મરૂં ઓ પ્રભુ.
દેશો દેશ શોધી જંગલમાય, પતો મુજને નથીરે કયાંય,
અરે રે ઓ હવે હું શું કરૂં ઓ પ્રભુ કરૂં ઓ પ્રભુ
પ્રભુ તું તાર આ દુઃખમાંથી તારારે વિનાં છુ હું કયાંથી,

આશ્રય મુજને તારો જો હોય તો તરૂં હું પ્રભુ તરૂં હું પ્રભુ

**સુખુધી રાગ ભેરવી.**

(નામ જાનેકા ન લો યાર)

શોધી હુ, થાકી હાય અરે રે ઓ પ્રભુ
મલ્યો ન પતો ક્યાંયે હાય મુજને ઓ પ્રભુ.
મેલવ પ્રભુ આ છબી શામ, આશ્રય બીજો નહી વિના તમ
ચિંતા છે તેની મને મન, હાય મુજને ઓ પ્રભુ.
પાર ઉતાર વિધ્નહારી, આશા મુજ તુજ ઉપર ભારી,
ચંદ્રકલાજે બેની મારી તેને યોગ્ય વર તું દે પ્રભુ.

(અંદરથી)

**સુદરસેન ગેત.**

અરે કોણ વિલાપ કરે, આવા ભયંકર જંગલ માંય
ભાઇઓ સાંભલો એક સ્વરે પછી જઇએ ત્યાંહીં
ક્ષત્રી ધર્મછે માહેરો તે પાલું આવાર
દુઃખીયારાંનું દુઃખ ભાંગવા જલદી થાઊં તૈયાર.

**પ્રવેસ ૭મો. સુદરસેનને લુટારા પ્રવેશ કરે છે**

(સુખુધી ઉંધું માથુ ઘાલી શોકાતુર બેહેલીછે તેને)

**રાગ દેશ.**

સુદરસેન--બાઇ કોણ છો તમો સત્ય કહો બેશી લ્યાં
શોકજ ધરો
વિશ્વેશ સમ ખોટું કહો વાંણીતો તમો સત આચરે

સુબુધી—હું છઉં એક દુઃખીઆરી બાઇ, કામ મુજ
મોટું છે ભાઇ

સુદરસેન--જુવો સાંભું એવી શું છે નવાઇ, હું પુછુંછું
તે તો શત કહો.

(દાશી શાંભુ જોઇ સ્તબ્ધ થાયછે)

કેમ બાઇ તમે વિશ્મિત થયાં, સુધ્ધી બુ
ધ્ધી તો ભુલી ગયાં

એમ ગાભરાં કેમ બનિ ગયાં, મુજ પાસે
જવાબજ ઓચરો

સુબુધી—(મનમાં)જાણાવું કે મુજ વીચાર નહી, છબી
શમ તો પુરૂષ શાહી

ખાતરી મારી તો નકીજ થઇ,(રાજાને) હું જે
પુછું તેનો ઉતર કહો.

સુદરસેન--કહું સોગન પુર્વક વાત હું તમો પુછો તે ખ
રેખાત કહું.

જવાબ તો સાચો દઉં બોલો હવે મુજને શું કહો

**સુબુધી** **[રાગ**

(ગુરૂ ગોવીંદના મહિના)

છબી તમે આ જુવો કહેજો મન સાચું રે
તે મલતી આવે આપ સમ કહો મને સાચું રે
શંકા છે મુજ મન માંય છબી શમ આપ રે

ટાળો મારૂં તમો દુઃખ જાયે પરીતાપ રે
સાચે સાચું તમોતો બોલો ખોટી નહી વાતરે
મને કામ અગત્યનું છે કહું ખરેખાતરે.

**સુદરસેન રાગ હોરી કાફીની.**

બાઇ મારી પાશે કહો ખરી વાત. ટેક.
છબી તમો આ કયાંથી લાવ્યાંછો,બાઇ કેજો મને આવાર
છબી આ હમારી અવર નહી કોની,કહું છ તમને ખરેખાત
તેથી તમુને શુ આશ્ચર્ય લાગ્યું, કહો તમો મુજને લગાર.
કહો કેમ તમો વિસ્મીત થયાંતાં છબી લ્યો તમારે હાથ

**સુબુધી-સુનીએ જનાબ જહાંપનાહ** એરાગ

શાંભલો તમો ચીત દઇને મુજ ઉપરે આ શમે.
બહું દીવશ મુજને થયા વળિ આ છબી શાથે ભમે.
હું દાશી છઉં એક બાઇની ચંદ્રકલા જેનું નામ છે
તેને વાસ્તે વર શોધતાં ઘણા દિવશથી હયાં મુકામ છે
એક દિવશે મુજ બાઇને સ્વપ્નુ ત્યાંતો આવીયું,
એકાએક ઝબકીને કહે છબિ કોણ તે હયાં લાવીયું
પછિ શાન્ત મે કરી તેહને પુછયો જઇ બધો હાલ તે.
મુને કહિને શાંભલાવ્યો શહુ મુજ બાઇએ તો હાલ એ
તેટલામાં તો વલી વેપારી ત્યાં માલ લઇને આવીયો.
માલમાં વળિ છાતી સાથે આ છબિ તે લાવીયો.
જકર ઘણિ કર્યા બાદ તેણે આ છબી આપી શહી,

સ્વપ્નામાં મુજ બાઇએ દિઠિ તેતો વળિ આછબિજ સહી
ઘણું દામ આપીને છમી મુજ બાઇએ લીધી ખરી.
મારા વચનથી મને મુક્ત કરવા વિદાય ત્યાં મુજને કરી
નહી આવે જો બાર માશમાં તું મરીશ ખરે હુંતોશહી
અગિયાર માશે તો વલી મને આપ દ્વારે મળિયા શહી
કૃપા કરી મુજ સાથ આવી સાંન્ત કરો તમો તેહને,
ન આવોતો મરસે ખરે સ્ત્રી હત્યા લાગે તમને

**સુદરસેન રાગ ભેરવી.**

(ઇશ આતસે ઉલફતને) એ રાહ.

હાય હાય આ મારા દીલને શું એક પલમાં થૈ ગયું,
ચંદ્રકલાનુ નામ મુજને કોણ દઇ ગયું
ચંદ્રની કળાનું નામ સુણતાં મુજને
મારી અકલ તો આ શમે કહો કોણ લઇ ગયું.
એ ચંદ્રના કિરણનો પ્રકાશ છે તે કયાં,
આ વખતે મારૂં જ્ઞાન પણ કોણ લઇ ગયું.
કયાં છે તે ચંદ્રની કળા મુને બતાવ,
ભેટવાને પ્રીયા સાથે મુજ મનતો થઇ ગયું.

**સુબુધી રાગ**

(હમકો છાંડ ચલે બન માધુ)એ રાહ

ચાલો તમે મુજ શાથે ખુશીથી ચંદ્રકલા મેલાવું રે–ટેક
છે આતુરતે મળવા તમને માટે શમાચાર કહાવું રે

તમને મેલાવી સુખી કરૂં હું તેના મનનો પરિ-
તાપ ટાળુરે.

(તેઓ જાયછે અને પછી લુટારા પછવાડે
રહી કેમ કરવું તેના વીચાર કરે છે)

**લુટારાઓ રાગ.**

[ફગનવા મોરા કરસે] એ રાહ.

ચાલો ચાલોને હવેતો કાંઇક તજવીજ કરોરે'

લુ. ૨.—છાનો વખત છે માટે ગયા છે બાઇ સાથે
લુ. ૪.—પણ બાઇએ શું કીધું રે
લુ. ૧.—મેં બધું સાંભલી લીધું રે
લુ. ૩.—ત્યારે કેની મારા ભાઇ
લુ. ૨.—એટલી શું રાખે રાઇ
લુ. ૧.—ભાઇ એ તો છે નવાઇ તેથી ચીતે ધરો રે.

લુ. ૩.—ચાલ જલદી કહેની રે
લુ. ૨.—નવાઇ તે છે શેની રે
લુ. ૧.—ચંદ્રકલા નામે નામ તે સાથે લગનને કામ
ગયાછે તે તે ઠામ વાત હૈયે ધરો રે.
લુ. ૪.—હવે યુક્તિ તો તું જાણુરે તેથી કહે આ ટાણુરે

લુ. ૩.—[સાંમે જોઇને] અરે પણ પેલું શું આવે
લુ. ૨.—કેમ મુને તું ન બતાવે
લુ. ૩.—અંધા જોને આ આવે તમે નજર કરો રે

લુ. ૪.—હા હા ભાઇ જોયું રે

લુ. ૨.—દરિદ્ર પ્રભુએ ખોયું રે

લુ. ૧.—ચાલો ત્યારે સંતાઇ

લુ. ૨.—પેલા વ્રક્ષ તલે તો જાઇએ

બધા સાથે—માર મારીને માલ ખાઇએ માટે તેમ કરોરે.

[તે લોકો સંતાઇ જાયછે અને જાત્રાલુનો સંઘ આવેછે]

## પ્રવેસ ૮ મો. જાત્રાલુ સંઘ.

[સુનો સજન તુમ] એ રાહ.

બુઢો—ચાલોને ભાઇ જલદી જલદી દેર તમોન કરો
શીખ તે મુજ વૃધ્ધ પુરૂષની હૈયે તમેતો ધરો

છોકરો—થાકી ગયો એ બા બાપા હુંતો સહાય
તમરે કરો

બુઢો—ચાલને ભાઇ મારા ગામ હવે આ આવ્યુ

લંગ. શી.—જનદી જનદી તુમ કનો

બુઢો.—બોલાવ ને તારી મા પછવાડે

છોકરો.—ચિંતા તમે ન કરો

બુઢી—આવી પુગી છઉં આ અરે

લંગ. શી.—ચનો જખ પગ તુમ ભરો

આંધલો—મી કુઠે જાઉં માલા રસ્તા નાંહી દીશતે

મારવાડી.—થાને નખોદ થારા બાપ રે.

વાણીઓ—ચીમ ભાઇ ચીમ તમે ચીમ લડોછો

સંગ. શી.—ચનો ચનો ચનો તુમ ચનો
ખુઢી.---મરિ મરિ હાય હાય ઓ હું મરિ મરિ
ખુઢો.---અરે ઓ સહાય તમે કો કરો
મારવાડી---થાને કોઇ થયો ઓ માવડિ
આંધલો---હાથ માઝા તુમીં કો ધરો
વાણીઓ--લુટવા કો આપણને આવે એ અવાજ કાનેપડયો
લુટારાઓ-પકડ પકડ ભાઇ જાશે નહી તો
વાણીઓ---ઓય માડા ખાપ હું મેંડો.

[લુટારાઓ તેઓને મારીને આગલા જંગલમાં લઇ જાયછે અને પછી ત્યાં લુટે છે]

## પ્રવેશ ૯ મો. જંગલ.

## રાગ ઈંગલીસ રાહ.

લુટારાઓ— ઉતાર ઉતાર ઉતાર કપડાં હવે ઉતાર
જલદી તું ઉતાર ચાલ લગાડે શીદને વાર.

[તેને મારેછે]

વાણીઓ---ચમ ખાપજી મને શાને મારો મે શો કીધો અપરાધ,

લુટારાઓ--કહુંછ કે ગમાર પડસે માર હવડે ઉતાર.

[વાણીઓ ખધાં કપડાં ઉતારી આપે છે]

લુટારાઓ--વ્યાજ વટુના છોકરા ભર ખજારે લુટનાર,
હાથમાં આજે આવ્વો તેથી ખુખ દેશું માર

મારવાડી--ઓ વખ્તાજીઓ અભાજી ઓ મારેરે આ માર
લુ. ૧.----ચાલ ઝટ હું હવે કહુંછ કે ઉતાર
[મારવાડી બધો સામન આપી દે છે]
લુ. " હેલ કરી બચા તારૂં મોત ખરેખાત,
જેટલું તારી પાસે હોયતે આપ તું આવાર.
આંધલો ગા દાદા માલા નકોમારામોં નાંઇ કેલા અપરાધ
લુ. " --[બ્રાહ્મણને]કાકી કાકા ઉતારો કપડાં તમે આવાર.
બ્રાહ્મણ---ભાઇ અમે ગરીબ બ્રાહ્મણ રહેમ ખા લગાર
બુઢી----આશરે તારે આવ્યાં ગમે માર કાં જીવાડ.
[બધાનો સામન લુટી લઇ કાઢી મુકીને લંગડા શી
પાઇને પકડેછે જે તેને બનાવી નાસી જાએછે]

**બધા લુટારા રાગ**

[એ કયા અજબ હે] એ રાહ
ચાલો જઇએ આપણે ત્યાંતો, [બે વાર]
સજ પાઓ બધા નહી રહો ઢંડા
પુસ્કલ લીધો માલ ચાલો જઇએ હવે ત્યાં
દેરી શું કરોછો આંહી ઝટ પરવરીએ----ચાલો
રાજા લેવા ગ્યોછે નાર કરીએ ત્યાં જઇ તેને ઠાર
ખુબ તો આપીને માર નારિ આપણે લઇએ---ચાલો

## પ્રવેશ ૧૦મો. સ્થલ ચંદ્રકળાનો મહેલ.

### ચંદ્રકળા રાગ વંસત હોરી.

પ્રભુ આ ભવ પાર ઉતારો, વિના કોઇ નહીં તારનારો,
સરણાંગતને સાહ્ય કરીને, ભવસાગર તો તરાવો.
આ દુઃખથી ઉગારી પ્રભુ તું, પુર મનોરથ મારો--વી.
દાસી ગઇ તે ક્યારે આવશે, રમી રહ્યા પતીના વિચારો
યોગ્ય વર તું દે પ્રભુ મુજને, નથી કર્યો દોષ અકારો--વી

### ચંદ્રકળા રાગ

[નાથ કેસેં ગજકો] એ રાહ.

મુને પ્રભુ આ ભવ પાર ઉતાર,
લઉં શીખ હું તો છું ગમાર, મુને
જીવ બલે મારો સદા હવે તો,
ના ગમ પીયુ વીણ લગાર;
રક્ષાણ દઇને પીયુ તમે,
નથી કોઇ રક્ષાણહાર. મુને.

### ચંદ્રકળા રાગ લલીત.

તન તપી તપી સોચ થાય છે.
હિમત ભાન મારાં ભુલાય છે.
વિરહણિ સ્ત્રિને પતિ વ્રતા પણું,
પણ ન આશા તો દુઃખ આ ખરૂં.
દિવસ સુર્યને રાત્રિ ચંદ્રથી,

દ્વિષેમ શોભશે વીપરીતથી.

[ચંદ્રકલા ઉદાસીમાં બેઠેલીછે અને ભાનુમતી આવેછે]

**ભાનુમતી          રાગ ખમાચ.**

[આજ શ્યામ મોહીલીને] એ રાહ.

પુત્રી શાણી કેમ છો ઉદાસ બેન વાહાલી રે,
ઉદાસ બેન વાહાલી રે, શોક તુ ન ધર ખાલી રે.
દાસી કયાં તમારી ગઇ, શાને એકલાં ઉદાસ તમે,
કેજો મારી પાસે બેન, વાત તમે સાચી કેજો.

**ચંદ્રકળા          રાગ**

(સીતાજીના મહીના)

મને ગમતું નથીજ લગાર માતા હું તો શું કરૂં,
ગર્વ રાખવા પીયુના મન સદા ચીતવન ધરૂં;
લઇ છબી તે દાસી હાથ ગઇ વર શોધવા,
છત્ર બળિ બળિ થાએ રાખ શાચે ગઇ ગોતવા.

**ભાનુમતી          રાગ દેશ.**

શાંન્ત થા લાડકડિ મારી મેળવશે તે સ્વામી,
ચીંતા તારી રાખે છે પ્રભુ અંતરના જામી.
જાંઉં હવે તુજ પીતા પાશે, વાત સઘલી કહું,
પરમેશ્વર તને સહાય કરશે, સારૂથાશેં સહુ.
પીતા તારા તે ચીતામાં છે માટે જાઉં આવાર,
જઇ કરૂં હું વાત સઘળી ખુશિ થશે નીરધાર.

(ભાનુમતી જાય છે)

**ચંદ્રકળા** **રાગ**

(ઓધવજી સંદેશો કેજો) એ રાહ

વીશંભર આ દુઃખથી ક્યારે ટાળશો,
ફરીને ક્યારે હું સુખમાં બેશીશ જો—વી.
લઉં આશ્રય તારો તે પ્રભુ તું આપજે,
મુજ ઉપર તમો કરતા નાં કદી રીશ જો.
શક્તિમાન વિભુ તું દુઃખથી ટાળજે,
દોષ હમારા દીલથી દઇનવીસારી જો,
શંકટમાં વળી સાહાય તું તારી આપજે,
છે ભરૂસો તારો વિઘ્નહારિ જો.—વી.

(પરદો પડે છે.

## પ્રવેશ ૧૧મો. સ્થલ આગલો મેહેલ.

(ભાનુમતી તથા ચંદ્રવીજય પ્રવેસ કરેછે)

**ભાનુમતી** **રાગ**

(સુનીએ જનાબ હાલ મેરા) એ રાહ.

શાંભળો તમો ચીતે ધરી વાત હું કહું,
ચંદ્રકલા જે પુત્રી તેની વાત હું કરૂં.
થઇ યોગ્ય વર વરવાને પુત્રી હવેતો રે,
હું આજ પાસે ગઇતી એની વાત શું કરૂં.
વેપારી પાસેથી છબી લીધી વેચાતી રે,

પસંદ તે ઉપર તેની વાત શું કરૂ.
ઇચ્છાજ વર વરવાને ખુશી એ તો હતી,
તેથિ ગઇ તે દાસી લઇને છબી વાત શું કરૂં.
બાર માસની મુદત કરીને મોકલી ખરી,
અગીઆર માસ થયા પણ ન આવી શું કરૂં.
નહિ જો મલે દાસીને છબી તેજ સમ પુરૂષ,
મરસેજ પુત્રી મારી ખરેખાત શું કરૂં.

**ચંદ્ર વિજય રાગ.**

[જલ્દ જો ઉસને દીખાયા] એ રાહ.

વાત હમે મીયા તારીતો સઉ ચીતે ધરી,
કરી જે વાત મીયા એ તેં શું સાચી આચરી.
હાય કદી અરે મરશે મુજ પુત્રી તો,
દાસી ગઇ શોધવા અરે ન કેમ પાછી ફરી.
પાઠવું મીયા હું તો માણશ દાસી કાજે,
સારૂં થયું જે મુજ પાસે તેં આ વાત કરી.
ચાલ હવે જઇ સભામાં માણસ તૈયાર કરૂં,
મન ગમતો વર પુત્રીને જોઇ આંખો ઠરી.

**ભાનુમતી રાગ.**

(સમાલો તેગ અદાંકો જરા) એ રાહ.

વાત આપે કરી તે તો પતી મેં ચીતે ધરી,
લક્ષમાં લીધી બધી વાત મેં તો પતી ખરી,

જીવ બલે મારો પુત્રી દુઃખે હું શું કરૂં
કુડા દીલની નથી મુજ પુત્રી ખરે સાચી ખરી.
રખે મુજ પુત્રીને યોગ્ય વર મલે ન કદી,
જીવે નહી પુત્રી મારી તો અરે હું મરૂં ખરી.
શેવક મોકલો જલદી દાસી શોધવાને,
ઠરૂં ત્યાર પછી શાંન્તી મને થાએ ખરી.

**પ્રવેશ ૧૨ મો. સ્થલ ચંદ્રકળાનો મહેલ.**

**ચંદ્રકળા          રાગ ભેરવી.**

અરે રે—અરે હાય— અરે હાયરે ઓ પ્રભુ
કર જોડી વીનંતી.          અરે રે
દાસી ગઇ આવી નહી વાર થઇ,
ધીરજ અહીં પ્રાણ સહી જાશે રે.          અરેરે

[એટલામાં દાસી રાજાને લઇ આવે છે લુટાર
શીકે ચંદ્રકલાને જોઇ મુર્છાગત થાયછે.]



# અંક બાજો

## પ્રવેસ ૧લો. ભદ્રસેનનો મહેલ.

---

**ભદ્રસેન** **રાગ**

ગયો મુજ પુત્ર ન આવ્યો તે કેમ,
દીવસ પાંચમાં શું થઇ ગયું એમ.
સુનો પુત્ર વીના જરૂર મુજ મહેલ,
રખે કોઇએ કાંઇ શુકન કહેલ.
ભલા આ પ્રધાન કરો મુજ કાંમ,
શોધાવો પુત્ર ને ઠામો ઠામ.
શોધી લાવશો જો મુજ પુત્રને હાલ,
કરિશ હું શાને રૂપે ન્યાલો ન્યાલ.

**સુકલાક્ષ** **રાગ પીલુ**

અરે તમ પુત્રની શોધ કરૂં,
એન વાસ્તે ઠામો ઠામ ફરૂં.
દશો દશ શોધું ગુફામાં હવે,
નહી વલસે કાંઇ દલગીર થવે.
માશ છની મને મુદ્દત આપો,
રાજા તમો છોડિ દીઓ બલાપો.

**ભદ્રસેન** **બેત**

આવી મુજ રહૃદયમાં ધીરજ આ વાર
પ્રધાન ઓ ભલા પ્રધાન પુત્રની સોધમાં જલદી થા તૈયાર
માસ ૭ વિત્યા પછી નહી આવશે તું
તો જરૂર સમજજે ઓ ભલા પ્રધાન કે મરીશ હું
માટે જાઓ અને જલદી શોધ કરો
મારા પુત્રને માટે તમો દેશો દેશ ફરો.

**સુકલાક્ષ** **રાગ ખમાચ**

જાઊં તજો રાજા તમો શોકને આવાર
શોક તજી તમો બેશો ખુશીથી લાવું એને નીરધાર
દેશો દેશ ગુફા બધે, શોધીશ હું જરૂર
પરમેશ્વર મેલાવશે, કરો શોકને દુર—જાઉં
માગુ છઊં રજા તમ તણી, દ્યો તમે માહારાજ
ઇશ કૃપાથી હું ખરે, પુરણ કરીશ કાજ—જાઊં

## પ્રવેશ ૨ જો સ્થલ આગલું જંગલ.

**સુકલાક્ષ** **રાગ બીહાગ.**

સાહ્ય થઇ પ્રભુ તું મને ઉગારને આ વાર,
કુંવરની શોધ કરવા ફરૂં છઉં હું બાહાર.
રાજા તે મારો ખરો છે વલી પાલણહાર,
તેને તો અરે ઓ પ્રભુ આ સમે ઉગાર.—સાહ્ય.
મેલવ તું સુદરસેન પુરૂં તેની હામ,

નહી મલે જો મુજને તે મરસે રાજા તે ઠામ—સાહ્ય
જાઉં છઉં હવે હું તો દેશો દેશ ફરૂં,
માસ થોડામાં હવે જઇ શોધ હું કરૂં.—સાહ્ય.

## પ્રવેસ ૩ જો. સ્થલ ચંદ્રકલાનો મહેલ.

**ચંદ્રકલા** **રાગ.**

(મોરે સઇયાં લચક લચક)એ રાહ
પતી મારા છો તમો મુજ પ્રાણ જીવાણહાર,
જીવ આધાર, બહુજ પ્યાર, છેતમ ઉપર ઓ પતી—પતી
રહી સદા તમ પાસે પ્યારા ચરણ હું શેવીસ તમારા
આપ વીયોગે છે ઝવાલા સાચે તમને કહું હું પતી—પતી
બાહાર જાઓ તો ઓ પ્યારા સોગન તમુને મારા,
ખરે મને છેજ જ્વાળા વીયોગે તોહે હો પતી—પતી

**સુદરસેન** **રાગ**

[રામ લખમન વનમાં શીધાવતાં]એ રાહ.
રહેજો ખુશીથી પ્રીયા પીયર વિશે,હવે જાઉં છઉં મુજગામ
પિતાને ઠામ, બેશો તમો મહેલમાં,
તમો સહિય સાથે ખુશી રહી, ખાઇ પીને સદા કરો મોજ,
ખુશી રહેજો રોજ,—બેસો તમો મેહેલમાં.
પોંહોચી પિતાને નગરે હું તો વળી,ગામછે મુજ અહીંથીરે દુર
તેડાવું જરૂર—બેસો તમો મેહેલમાં.
તમે હઠ પકડી આમ નહી કરો,સાચે તેડાવું તમને આવાર

રહેજો તૈયાર,—બેસો તમો મેહેલમાં
તમને સમ છે મારા દલગીર નહી થાવો, રહૃયે રાખીને
તમો હામ,—રહેજો આ ઠામ, બેસો તમો મેહેલમાં.

**ચંદ્રકલા રાગ ઉપર પ્રમાણે**

નાના પતી મને છુટી નહી કરો,રાખો, ખુશીથી સાથે જરૂર
થાવો નહી ક્રૂર, ચરણમાં રાખજો.
આપ વિયોગ મુજથી સહેવાય નહી, રાખી સાથે પુરો
મારી હામ,—સાને કરો આમ, ચરણમાં રાખજો.
કાંતો મારો કાંતો જીવાડો તમે,પણ છુટું ન તમથી લગાર,
સાચે નીરધાર, ચરણમાં રાખજો.
માત પીતાએ લાડ વડાવિયાં, હવે આપ સાથે સદા રહી,
છુટી પડું નહી, ચરણમાં રાખજો

**સુદરસેન રાગ ખમાચ.**

(સખીયા ગે તુજી ન પતી) એ રાહ

રજા દે પ્યારી મને આવાર. ટેક.
ખુશીથી જાવાનુ કહે પ્રીયા મુજને
પોંહોંચુ પીતાને દરબાર.—રજા દે.
પ્રાણ પ્રીયા આમ હઠ તું ના કર
તેડાવું તને નિરધાર.—રજા દે.
સાચે માન તું હું બોલાવીશ,
ખોટું તેમાં ન લગાર.—રજા દે.

**ચંદ્રકલા રાગ**

(યે કયા હુવા એ યાર દીલોજાં)એ રાહ.

કેમ બને એ વાત, પ્રીતમ પ્યારા કેમ બને એ વાત
ભલે કરો મુજ ઘાત, પરતું નહિં બને એ વાત
તડફડે જળ વીણ મીન જેમ વાલા
તેમ હું તમ વીના આધાર, પ્રીતમ પ્યારા
ગમે તેટલું દુઃખ આપો પ્રીય તમ
પણ છુટી થઊં ના લગાર, પ્રીતમ પ્યારા
દાસીની અરજ કરણે ધર વાલા
ન કર મુજને અનાથ પ્રીય તમ પ્યારા

**સુદરસેન રાગ ભેરવી.**

પ્યારી મારી ચંદ્રકલા તું, ઉદાંસ તો થાને નહી,
શાને સોક ધરે તું મનમાં, સમજુને છાજે નહી.--ટેક
દ રજા આ પ્રીયા મુજને, તાત પાશે જાઉં શાહી—પ્યા.
રહે ખુશીથી પ્રીયા તુંતો, દલગીર કંઇ થાવું નહી—પ્યા.
આવશે મુજ માણશતો અહીં, તને તેડવા સહી--પ્યા.
તે સાથે મુજ અંગોઠીઆ, એધાણી હું આપું સહી-પ્યા.
તે એધાણી જોઇને તું, તૈયાર તો થાજે સહી—પ્યા.

**ચંદ્રકલા રાગ.**

(ગર ચાહોતો મારો મુજે લેકીન ન મારૂં મયે)એ રાહ
ખુશી થઇ કહુંછ મારા પ્યારા પતી આજ,

જલદી પોંહોચી દેશમાં તેડાવજો માહારાજ.
મુંદ્રીકા આપી કરી પાઠવજો જરૂર,
કોમળ રહૃદયના પતી થાતાજ નહી ક્રૂર.
હમેશ હેત મુજ ઉપર જેવું રાખોછો આપ
તેવું પતી તમે રાખજો નવ થાયે પરિતાપ
અરજ ધ્યાનમાં અરે ઉતારજો તમે
ખરૂં કહુંછ પ્રાણનાથ વિયોગ બહુ દમે

## પ્રવેસ ૪થો આગલું જંગલ.

(સુદરસેન પ્રવેસ કરે છે)

**સુદરસેન** **રાગ ભેરવી.**

(ઇસ્કમે તેરે કોહે ગમ) એ રાહ

ચાલો હવે ઇરાવતી, પિતાનેજ મલવા મન ધર્યું,
જોઇ મેલાપ તમારો ભાઇ, તમ ચાલેથી મુજ મન હરખ્યું.
જલદી કરો હવે જઇએ, પીતાને જઇને મલીએ,
આનંદ પામશે તે જોઇ, તેથી ભાઇઓ મુજ મન હરખ્યું.
થાક મને લાગ્યો ઘણો ભાઇઓ ખરેજ પંથ તણો,
તેથી પાશે જઇ આરામ લઊં પીતાને મલવા મન સુયૂં.

**લુટારાઓ** **રાગદેશ.**

ચીંતા મનથી વીસારીને પોઢો જઇ માહારાજ
રસ્તો કાલે કાપીસું લેસું થાકજ આજ
દાસ તમારા તો અમે ફરમાવો કંઇ કામ

આપ સુખેથી જઇ કરી કરોને ત્યાં આરામ
દુઃખ સર્વ દુર કરી સુખે પોઢો માહાવીર
ખુસીથી જઇ આરામ લ્યો દુખે દુખે સરીર

## લુ. બધા સાથે રાગ

(મુજે છોડ ચલા બનજારા) એ રાહ

બધા સાથે—આવો આવો બધા આંહીં આવો
હીંમત પકડી આંહી આવો
આવો આવો બધા આંહી આવો
સઉ યુક્તિ કાંઇક બતાવો

લુ. ૩.---કહોતો જઇને મારૂં કાંઇ જરા ન મ મા વિચારૂ
લુ. ૪.--બીજી તદબીર કાંઇક વસાવો
બધા સાથે—બધા ભેગા મલી આંહી આવો
લુ. ૨.—ભાઇ નજર ન પોંહોંચે મારી
લુ. ૪.—(૧.લાને)તું કેની ભાઇ વિચારી
લુ. ૧.--એની વિંટી કાઢી લાવો
બધા સાથે—બધા ભેગા મલી આંહીં આવો
લુ. ૪.—ભાઇ શું કામ છે વલી એનું
લુ. ૧.—શા માટે પુછે તું તેનું
ત્રણે શાથે--મેહેરબાનીથી અમને જાણાવો
બધા સાથે—બધા ભેગા મલી આંહી આવો

લુ. ૧.--શાંભલો તમો ચીત દઈ
મારી વાત વીસરતા નહી
બધા મારી પાસે આવો
હીમત પકડી આંહી આવો

લુ. ૨.--અમો નહી વીસરીએ ભાઇ

લુ. ૩.—અરે એવી શું છે નવાઇ

ત્રણે સાથે--જલદી જલદીજ જણાવો
બધા સાથે મલી આંહી આવો

**લુ. ૧ લો રાગ બીહાગ.**

[ગર હમને દીલ સનમકો દીયા]એ રાહ

ચંદ્રકલા જે રાણી તેની એધાણી છેહ
એધાણી છે એહ માટે તમો જલેદી લાવો તેહ.
કુવરે કહયું છે એન હું તેડાવું જે વાર
વિંટી સાથે આપું ત્યારે માનજો નિરધાર
માટેજ તેનું કામ છે તેથી જોઇએ જરૂર,
મુંદ્રીકા કાઢી લાવો ભાઇ રાખો તમો શુર.
તેન હુંતો લઈ કરી ચંદ્રકલા પાસે જાઉં,
છેતરીને તેન હુંતો બોલાવી લાવું.

[બધા લુટારા જંગલમાં સુદરસેન પાસે જઈ વિંટી સુધાં સામાન ઉતારી લે છે]

## રાગ ઈંગલીસ રાહ પર

ત્રણે લુટારા--જાઓ જાઓ જાઓ જાઓ ભાઇ જાવો,
ચંદ્રકલાની પાસે.

૧. લુટારો—આવો આવો આવો આવો ભાઇ આવો,
આવોને મારી સાથ.

૩. લુટારો—નાના નાના નાના ભાઇ
ક્યમ આવીએ તું સંગાત.

૧. લુટારો—રેજો તમે પાસેના જંગલ વીરો,
થઇ હુસીઆર

ત્રણે લુટારા--સારૂં સારૂં સારૂં સારૂં ભાઇ સારૂં,
આવીએ છઇએ આવાર.

૧. લુટારો—હું પણ લઇને આવી પોહોંચીશ,
ચંદ્રકલા તે ડાર.

## પ્રવેસ ૫ મો. સ્થલ ચંદ્રકલાનો મહેલ.

**ચંદ્રકલા** **રાગ કાનડો**

હજી સુધી કોઇ નહી આવ્યું,
નાથની ખબર ના લાવ્યું.
જીવ ગભરાએ મારો ઓ પ્રભુ,
ચેન તે મુજને નથીજ આહા વિભુ.
દુઃખ ખમાણું તે મનમાં વસાવ્યું
નહિ પત્ર નહી ખબરજ મુજને.

વિનંતી પ્રભુ હું કરૂં છઉં તુજને
કેમ પતીનું માણસ નહી આવ્યું.

**ચંદ્રકળા રાગ**

(હમકો છાંડ ચલે બન માધુ)એ રાહ.

દે તુજ આશ્રય તારો પ્રભુ આ
વિશ્વર નાથ આ વારે રે ટેક.
દાહ બલે મને પીયુના વીયોગે
સર્વ મુને છે અકારૂં રે
વીશ્વનાથ ઉગાર આ વારે
ઠરવા રહણ કરૂં તારૂં રે.—દે તુજ.
લક્ષમાં લોને મારી વીનંતી.
દાશ છે તેને ઉગારો રે
સર્વ શક્તિમાન ઇશ્વર તું છે
માની વીનંતી ને તારો રે.—દે તુજ.

**સુખુધી રાગ માડ.**

શાને ચીંતાતુર તું થાયરે તુને ખમારે ખમા,
એવડિ તું શીદ ગભરાયરે તુને ખમારે ખમા.
ઇશ્વર ઉપર આશા રાખી બેશ તું મારી બેન,
શાંન્તી વશાવી દે તું રહેય માની મારૂં કેણ—તુને ખ.
ઇશ્વર દેવ કૃપાલુને તારા દુઃખની ચીંતા છે,
ઉગારશે બેન તેજ તુજને શાને દેહ દુઃખ દે—તુને ખ.

**ચંદ્રકળા રાગ લલીત.**

રહૃય શાંન્ત તો રાખું છઊં ઘણું,
પણ અહલ્યા મને સ્મર્ણે તે તણું.
પ્રિય પતી મને છોડિને ગયા,
નિરદયાલુ કેમ એ સખી થયા.
હરઘડિ હતા બોલતા મુને,
કરની વિંટીથી તેડવું તને.

(લુટારો પ્રવેશ કરે છે તેને જોઇને)

**ચંદ્રકલા બેત.**

અરે કેમ ભાઇ ક્યાં છે મારા નાથ,
શું તમોને તેડવા મોકલ્યા છે વિંટી આપી શાથ.
જલદી કહો મને ગભરાવો નહી આ વાર,
રૂડા શમાચાર કહો મને માનીશ હું આભાર

**લુટારો ૧ લો. રાગ**

(નહી ઇનાંમકી દીલમે) એ રાહ.

લ્યોને આ વિંટી ચાલો જલદી તમે,
બોલાવે છે રાજા શું કહીએ અમે—લ્યો. ૧
લાવજે પલમાં એમ કહ્યું છે મુજને,
લક્ષમાં લ્યો હવે મુજ વિનંતી તમે.—લ્યો. ૨
જીવ પ્રમાણે રાખી પોંહોંચાડું ત્યાં,
જરા હું આચ આવવા દઊં ન તમને.—લ્યો. ૩

ઉતાવળથી મને કહ્યું છે એણે,
કે જલદી લાવજે ચંદ્રકલાને.—હ્યો. ૪

**લુટારો ૧. રાગ ભેરવી.**

માનો માનો સાચી મારી વાત.
કહું છઊં હું તમને ખરેખાત.
શાચે તેડાવ્યાં તમનેજ બાઇ,
ખોટું નહી તે લગાર.—માનો માનો.
અન પાણી તેણે આપ વિયોગે,
તજ્યું છે આવાર.—માનો માનો.

**ચંદ્રકલા રાગ.**

(આજ મેં પાઇ ખુશીકી નિશાની)એ રાહ.
ચાલો હું તો આવું હવે તમ સાથે,
હવે તમ સાથે ભલા તમ સાથે—ચાલો.
લઊં હું ભેટ પીયુ પાસે જઇને,
સુખ આવ્યું મુજ પાસે.—ચાલો
આજથી બેની દુઃખડા મારાં,
પ્રભુ અરે હરી જાશે.—ચાલો.
માતાજી પાશે જાને તું બેની,
આ વાત કર તું ઉલાશે.—ચાલો.

(પડદો પડેછે અને ચંદ્રકલા તેની દાસી તથા
લુટારા સહીત પ્રવેશ કરે છે

## પ્રવેશ ૬ઠો. સ્થલ રસ્તો.

### સુબુધી રાગ ભેરવી.

અરે હું તો આપથી જુદી ન થાઊં,
જુદી કરો તો મરી જાઊં રે.—હું તો.
રાખો બેની મને હેતે કરી સાથે,
શી રીતે મન હું છોડાવું રે—હું તો.
ચાહાતાંરે હોતો મારી નાખો મને,
પણ તમથી ન દીલ મેલાવું રે.—હું તો.

### ચંદ્રકલા રાગ ઉપર પ્રમાણે

શાણી સુબુધી તું સમજી જાને,
સમજી જાને રે હો શાણી બેની તું સમજી જાને.
રહે ખુશીથી મુજ માતા પાશે તું,
બેન જરા ડાહી થાને.—શાણી.
જઇ પોંહોંચુ મુજ, પતી વહાલા જ્યાં;
તેડાવું જરૂર ઉલ્લાસે.—શાણી

### સુબુધી રાગ ગજલ.

(ચંદ્રમુખીને એકલી) એ રાહ.

ભલે બાઇ જાઓ તમે, ખુશીથી રાજી થઇને રે;
રજા આપું છઊં હું બાઇ, ખરે હવે ખુશી થઇને રે.
જાઓ સધાવો એની સાથે પોંહોંચો જઇ પ્રીતમ પાશે,

જઇને પુરણ કરો આસ, જાઓ તમે ખુશી થઇને રે.
મનથી મને ન વિસારી, કે દાસી નથી હવે મારી;
છઉં હું નોકર બેની તારી, જાઓ કહું ખુશી થઇને રે.

**લુટારો ૧લો. બેત**

ચાલો બાઇ હવે અસુર થયુંછે બહુ,
વેગે પોંહોચીએ ત્યાં રાહ જુએ છે સઉ.
ઠપકો મને મલશે ઘણો જો લાગશે વાર.
માટે જલદી કરો તમો બેની થાઓ તૈયાર.

**ચંદ્રકલા બેત.**

બેન તું ભેટ મને કરૂં છઉં પ્રણામ,
પરમેશ્વર મેલાવશે ત્યારેજ મલસું આમ.
ઘણા તુજ મુજ ઉપરે ઉપકાર થઆ છે સાર,
મરૂં ગ્યાં સુધી જાણજે નહી ભુલું નીરધાર.

**સુખુધી રાગ**

(વનચર વીરા વધામણી) એ રાહ.

બેની વીયોગ તુજ બહુ દમે,
શાચે માન નીરધાર;
છુટી પડું એતો નવ ગમે,
ખરે દુઃખનો એ માર.—બેની.
કૃપા કરી મને ભુલતી,
નહી બેન હો જરૂર;

કોમલ રહ્દયની બેનડિ,
કદી થાતી નહી ક્રૂર.—બેની
જેવી માયા મુજ ઉપરે,
બેની રાખે છે રોજ;
તેવી હમેશાંજ રાખજે,
નવ ગણતી તું દોષ.—બેની

## પ્રવેસ ૭મો મોટું જંગલ.

**સુકલાક્ષ** **રાગ**

(ફીરાતા હૈયે હમે કાંકાં) એ રાહ.

અરે રે ઓ પ્રભુ પ્યારા શાહ્ય થા દાસને તારા,
નથી મુજને પતો ક્યાંયે શોધી થાકયો જંગલ હાયે,
મેલવ જલદી સુદરસેન તું વીનંતી તે કરૂં છઊં હું,
દયાળુ ઓ પ્રભુ રે તું મનોરથ મન પુર મારા.
રહ્યા બે માશ મુદતમાં ધીરજ તો નથી મુજ રહ્દયમાં,
પ્રભુ મેલાવ આ વનમાં હાથ જોડું પાશે તારા

**સુકલાક્ષ**

[લબશે લબ જો] એ રાહ

ઓ પ્રભુ હવે સહાય થૈ જલદી મેલાવીને દે તું,
શોક મુજ રહ્દયમાં છે તે તો મટાડિને દેતું.
આશ્રય માગું છઊં પ્રભુ મેલાવી મનેજ દેતું,
દયાં અરે મારે વિષે મનમાં વસાવીને દે તું.

**સુકલાક્ષ** **બેત**

અરે આ કોણ આવેછે શું સુદરસેન તો નોય,
આહા હવે એ પાસે આવ્યો ખરે કુંવર હોય.
પેલા વ્રક્ષ તલે સંતાઇને શાંભલું એનું દુઃખ,
ખરે દુઃખી તે બહુ છે કેવું ઉદાસી છે મુખ.

**સુદરસેન** **રાગ ભેરવ**

(સુદરસેન પ્રવેસ કરેછે)

પ્રભુ નાખ તું દુઃખ ઉપાડું હજી [બે વાર]
દાશ ઉપરજ કોપ તુને નઘટે તારા વીના કોઇ તારનાર નથી
પંથ ભુલી ગયો હું પ્રભુ આ વનમાં,
બતાવ મુને છઉં પામર બુધી—પ્રભુ

**સુકલાક્ષ** **રાગ પીલુ.**

પ્રભુએ મુને મોકલ્યો તમ પાસે,
જેથી પુરી હવે કરો આપ આશે.

**સુદરસેન**

કોણ આ જંગલ વીશેજ વશેછે,
ઉતર મુજ સવાલનો દીએ છે.

[સુકલાક્ષ બાહાર આવીને]

તમારા પીતાનો હું છઉં પ્રધાન,
સુદરસેન કેમ ફરો તમો આમ.
જણાવો મુને આપ મનનો વિચાર,
ક્યાંથી આ પડ્યો છે દુઃખનો પ્રહાર.

**સુદરસેન રાગ**

(અરે લાલ દેવ ઇસ) એ રાહ.

સુકલાક્ષ સુકલાક્ષ આ કેવો મેલાપ,
શું સ્વપ્નું જોયું કે તમો આપ આપ.
સુતોતો હું પાસેના જંગલ વીસે,
બીજા લોકનો ત્યાં પગ નહી દીશે.
શાથે હતા મુજ માણશ ચાર,
લઇ ગયા બધુંજ તેનો વીચાર.
બીજાનો નથીજ મુને કાંઇ ગમ,
પણ ચીંતા મને ઘણી વીંટીની મન.
ઊંડો ભેદ છે શું કહું ઓ પ્રધાન,
કહું હું સું પણ મુજ સાચું ન માન,

**સુકલાક્ષ રાગ ઓખાહરણ.**

તમો કહોને શાણા કુંવર મુજ વીશે ન રાખતા ડર,
સાચી માનું હું આપની વાત તમો માનું કહો ખરેખાત.
માટે આપ વીચાર જણાવો પેલા વ્રક્ષ તલે બેશી આવો,
ચીંતા દુર કરોને માહારાજ આપ જણાવો મુજને આજ

**સુદરસેન રાગ ગીતી.**

શીકારે હું ચાલ્યો શાથે હતા મુજ બરોબરી પાંચ,
રહ્યા તે મુજ પછવાડે વિયોગ મારો થયોજ તે આમ.

પછે ક્ષુધા મને લાગી તરશે પીડીત મુને કીધો,
મલ્યા ચાર જણ મુજને આશ્રય તેણે મુને બહુ દીધો.

ત્યાંથી પછી હું ચાલ્યો ઘરની ભણી અરે આવવા જ્યારે,
રોતું અમે તે વનમાં વીલાપ કરીને સાંભલ્યું ત્યારે.

પુછ્યો જઇ અમે હાલ હતી તે ચંપાનગરની દાશી,
ચંદ્રકલાને માટે વર શોધવાને હતીજ ઉદાસી.

શાંભલતાં બધો હાલ ચંદ્રકલાની શાથે ચોટયું મન,
જોવા માટે તેને થયું ત્યાંતો ઘણેરૂં મુજ મન.

જઇ મલ્યો હું તેને પાછી ત્યાંથી રજાજ મે લીધી,
વચન પાછું તેડાવા આપી ત્યાંથી વદાયગીરી કીધી.

પછીજ આ જંગલમાં સુતો હું નીંદ્રાને વશ થઇને,
હતાજ મુજ સાથે તે ગયા બધો સામાંન રે લઇને.

ફીકર મુને બહુ વીંટીની છે કારણ મુજ પ્રીયાનું એધાણ
બનાવીને એને તે લાવશે જંગલમાં કરી ધાણ.

માટે ભલા એ પ્રધાન પ્રીયા મને તું મેલાવ આવાર,
દુઃખ સહે મુજ માટે નહી કદી હું ભુલીશ આભાર

**સુકલાક્ષ** **રાગ.**

[કયું આડારે હિંદુસ્તાની] એ રાહ.

ચાલો તમે પીતો પાસે વાત કરીએ ઉલાસે,
વીયાગ તમારો પોતાને છે વશમો,
જોઇ તમને ખુશી થાશે.—વાત.
માસજ છની મુદત આપી છે,
પાચમો માસ હવે થાશે.—વાત.
દુઃખે તમારે અન પાણી ઊંઘ,
તજયા બધા તે મેલાશે—વાત.
હયો હું વચન આપું છઉં હું તમને,
આણુ પ્રીયા તમ પાશે—વાત.

પરદો ઉપડે છે.

## પ્રવેશ ૮ મો સ્થલ આગલું જંગલ.

[લુટારો આશાવરી ચંદ્રકલાને લઇ પ્રવેસ કરેછે]

**ચંદ્રકળા રાગ ઢાલ ઓખાહરણનો.**

કહોપેકેટલુંછે હજી દુર ચાલતાં તકું છઊં ભરપુર,
ભાઇ સ્વામી મારાનું કયાં ગામ બતાવો મુને તે ઠામ.

**લુટારો**

દુર છે અહીંથી જરારે ચાલો બેની તમતો કરારે,
ચીંતા મનથી તમેતો વીસારો દૃઢ વીશવાશ રાખોને મારો.

**ચંદ્રકલા**

પતીની ભેટ કરવાને કાજ, જીવ તલપે મારો બહુ આજ,
તમો જલદી કરો હવે જઇએ પતીનેજ મલી સુખી થઇએ.

(પરદો ઉપડેછે જંગલ નજરે પડેછે. ત્રણ લુટા·
રા વાત જોઇ બેઠા છે.)

## ૩. લુટારા રાગ બીહાગ

(શરકુ જુકાકર અરજ મયે કરના)એ રાહ.

લુ. ૪.—સાંભલો ભાઇઓ આવ્યો નહીતે લાગીછે બહુ વાર
રખે પરણીને મોજ કરે તે એકલો ત્યાં નીરધાર.
લુ. ૨.—વાયદો કાલનો વીતી ગયોને દીવસ વધારે આજ,
લુ. ૩.—આવ્યો નહી તે માટે જાણો કરતો હશે ત્યાં રાજ
લુ. ૨.--શાને એની પર દોષ મુકોછો રાકતો તે નીરધાર,
તદબીરની એને ખબરછે તે લાવશે તે આવાર·
(ચમકીને)
લુ. ૪.--સાંભલો ભાઇ મને પગના તે ધબકારા સંભલાય,
આવી પુગોને ભાઇ શું વલી સનમુખ ઉભો આય

## પ્રવેસ ૯મો. સ્થલ મોટું જંગલ.

**ચંદ્રકળા રાગ**

(મોહનજીને મોકલોને મોસાલે)એ રાહ.

સ્વામી મારા કયાં બતાવો આ વારે,

લઉં ભેટ હું જઇને કરારે.—સ્વામી મારા.
ખુશી હું તો થાઉં જોઇ મુજ મનમાં,
જાએ દુ:ખ બધા મારા તનનાં.---સ્વામી.
પ્રીતમ વીનાં તો ઘડી નહી ચાલે,
દુ:ખ વિયોગનું મને શાલે.----સ્વામી.
તમો કેમ ઉતર મુજને ન આપો,
બતાવી સ્વામી કષ્ટ કાપો.----સ્વામી.

## લુટારો ૧ લો રાગ ઝીંઝોટી

[કરૂણા નીધાણ ઇસ]એ રાહ.

જાઓ તમો લ્યો ખુશીથી ભેટ અંદર જઇને,
મળજો તમો પ્રીતમ સાથે મનમાં મગન થઇને.
વીયોગે તમારે ઉદાશ બહુ છે,
કેજો અમવતી પ્રણામ ભેટ અંદર લઇને.

[ચંદ્રકલા અંદર જાએછે

## લુટારાઓ રાગ

[ચાલો જોઇએ ઠાઠ માઠ] એ રાહ

લુ. ૪.—કેમ કરૂં શું હવે તો કયો,
લુ. ૧.—હથીઆરજ હાથે લ્યો;
લુ. ૩.—ખુબ એને માર ધ્યો,
લુ. ૨.—એમ તો કરવું ન જો.---કેમ.

સ્ત્રી કરીને હું રાખું,
લુ. ૧.—એ બોલ તારો ન સાંખું;
લોહીનો સ્વાદ ચાખું,
લુ. ૩.—ખરી વાત એમ હું ભાખું.—કેમ.
લુ. ૧.—કાપી ઘરેણા કાઢું સહું,
લુ. ૨.—ભાગ વધારે ન દઊં;
લુ. ૩.—શરખો ભાગ હું પણ લઉં,
લુ. ૪.—એ વાતે કબુલ છઉં.

**લુટારો ૧લો. બેત**

કાપુ મુજ હાથે કરી અહીં છે કોણ જોનાર,
દુઃખ પહેલાં બહુ આપીને પછી દઉં હું માર.

**આકાસવાણી**

દુષ્ટ અબલા જાતને શાને આપો દુઃખ,
શમજી ચેતો મન વિશે મોત છે સનમુખ.

[એક જીન આવે છે.]

**જીન બેત**

પાપી મારા હાથથી જાશો ક્યાં હવે દુર,
ઘણા દીવશનો માંસથી ભુખો છઉં ભરપુર.
તેથી મને તમ ઉપરે દયા નથી લગાર,
ઇશ્વર આજ્ઞાથી હવે દઉં તમને હું માર.

અબલાને દુઃખ દઇ કરી દગાથી લાવા અહીં,
તેથી મને તમ ઉપરે ક્રોધ ચડયો છે સહી.
કરો ઇશ્વર ભકતી તમે છેલો દીવશ છે આજ,
નહી શમજવું મન વીશે કે કરશું વનમાં રાજ.
( ચારેને મારી નાખી અદૃશ્ય થાવું )



# અંક ત્રીજો

## પ્રવેસ ૧લો સ્થલ રસ્તો.



(જોગીના પોસાકમાં સુકલાક્ષનુ શોધવા નીકલવું)

**સુકલાક્ષ** **રાગ જંગલો.**

(જાનો દીલલે કરૂં એ તેરા)એ રાહ
શોધી થાકો હને હું બધે ઠામ ઠામ ઠામ,[બે વાર]
મુદત પાંચ માસ વીત્યા મને,
પણ નથિ ક્યાંયે પતો તુજ નામ નામ નામ,
પ્રાર્થના પ્રભુ કરૂં છઉં તારી,
શાને રજડાવે મુને તું આમ આમ આમ.

મલી જાએ મુને ચંદ્રકલા તો,
પછી થાએ ઘણું મુજ કામ કામ કામ.

**સુકલાક્ષ રાગ પીલુનો દાદરો**

(સુનીએ બાત દીલશે મોરી) એ રાહ.

મેલવ જલદી ચંદ્રકલા અરે મને આવાર,
શાને કરે છે ખુવાર.—મેલવ
દેશો દેશ શોધ્યા ગુફા પણ ગોતી,
પણ થાગ ન મુજને લગાર.—મેલવ
થાકયો પ્રભુ તેથી બતાવ માર્ગ,
જેથી કંઇ મારો અરે નીકલેજ સાર.—મેલવ

**બેત**

પાસેના જંગલ વીશે વીલાપ કોઇ કરે છે,
પલમાં પતીનો શોક કરી પછી પ્રભુનુ ધ્યાન ધરેછે

(પરદો ઉપડેછે એક જંગલ માલમ પડેછે)

**પ્રવેશ ૨ જો સ્થલ મોટું જંગલ.**

(ચંદ્રકલા ગાભરી બની ચોતરફ જુવે છે કાંઇ દેખતી નથી ત્યારે)

**ચંદ્રકલા રાગ.**

(કયા સબબ અબ તલક) એ રાહ

શું થયું આ, પ્રભુ તે કોઇ હ્યાં મલે નહી,
દગો નિશ્ચયે કીધો તેણે એવું મુજ મનમાં શાહી. ટેક

પાપી દુષ્ટ એ મુજને લાવી હ્યાં દુઃખી કરી,
નાથની મુંદ્રીકા આ રહી ક્યાંયે નથી ગઇ.—શું થ.
નકી મારા નાથનો ઘાત એ દુષ્ટે કર્યો,
અરે પ્રભુ ધીરજ મારી તો વઇ ગઇ. —શું થ.
અકળ કળાના નિયંતા નિરાકાર વિભુ,
ચારે જાણાતો મુરદાંઓ થૈ પડ્યા અહી. —શું થ.

**ચંદ્રકળા રાગ લલીત.**

અરર ઓ પ્રભુ આ શું ઘાટ રે,
કયમ કરી મલે પ્રાણનાથ રે.
કયમ પતી વીના દીવસો જસે,
ખબર લેશ ના શું થયું હશે.
કરૂંજ શું મને નાજ સુજતું,
સુખ અતી પતી શાથે તો હતું.
તે બધું અરે કોણ લઇ ગયું,
વીયોગ તે કરી શુખી શું થયું.

**સુકલાક્ષ રાગ કલ્યાણ**

[કીસ કદર મેં જો કરૂં] એ રાહ.

ખરેખરી પતીના વીરહે દુઃખી યાય છે.
પીયુના વીયોગનો તો આ શમે શોક ગાય છે.
ચાલ જઇ શ્રવણ કરૂં ચીત એક ધ્યાને ધરૂં,

અહીંથી જવાય પાધરૂં રસ્તો સીધો જાય છે.

**ચંદ્રકળા રાગ જંગલો**

(શુન શીરી પ્યારી જરા કાન દે)એ રાહ.

પ્રભુ હવે દુઃખથી ઉગારી તું લે ટેક
પ્રીતમ વીયોગે જુરી મરૂં છઉં
તેથી મને તું મેલાવીજ દે—પ્રભુ.
નથી મેં કર્યોઅપરાધ અકારો,
એવો દોષ મારો શું છે તે તું કે.—પ્રભુ
મેલવ પ્રીય તમ નહી તો મરીશ હું,
પતી મારા સુદરસેનજ તે.—પ્રભુ

**સુકલાક્ષ બેત**

પતી મારા સુદરસેન તે,
એવું નામ લીએ છે એ.
ત્યારે ખચીત એજ ચંદ્રકલા છે,
માટે ચાલ જઇ પુંછું બધો હાલ એ.
અરે પણ શાંભલું હજા તેના મનનો વીસ્તાર,
પછી જઇ ત્યાં શામજું બધો સાર.

**ચંદ્રકલા રાગ.**

(યે ચરમેકી ફીકર)એ રાહ.

કરી હું પ્રાર્થના પ્રભુ તુજથી હારી,

નીર્દોષ છઉં પ્રભુ શાને નાખે મારી; ટેક
છોડાવે તું પ્રભુ આ દુ:ખથી મુજને,
દયાલુ ઓ પ્રભુ જાઉં બલહારી.—કરી
પતી મારા કૃપાલુ તો હતાને,
કહો કેમ મુજને તો મુકી વીસારી;—કરી
સુદરસેન મારા ઓ પ્યારા સુદરસેન,
નહી કેમ તમે મુજને શંભાળી.

**શુકલાક્ષ બેત**

હવેતો શક રહયો નહી જેથી જાઉં તેની પાશ,
ઓ કૃપાલુ શહાય થઇ પુરી કરજો આશ.

**શુકલાક્ષ**

(શાદી તુજકો મુબારક) એ રાહે.
બેની પ્રણાંમ સ્વીકારોને મારા કરૂં છઉં આવારે,
ડરતાં નહી તમે મુજથી રે બાઇ બોલો તમો તો કરારે.
ધર્મના બેન તમે છોજ માંરાં કહોને તમારોજ સાર,
ભદ્રસેન રાજાનો પ્રધાન હુંતો તેથી ફરવું પડે મારે.
સુદરસેન કુંવરને વિયોગ તમારો એ વાતને તે ન વીસારે.

**ચંદકલા બેત.**

શું, શું, મુજ પતી તણા પીતાના આ પ્રધાન,
ત્યારે તો હવે મારે દેવું જોઇએ માન.

પણ અરે કેમ જાણું શું શમજું એના મનની વાત
શું વલી બીજીતો આવી નહી હોય ઘાત.

**સુકલાક્ષ** **બેત**

બેન જાણો મન વીશે દગો નથી લગાર,
અબલાને દુઃખ આપે જે તેને કોણ છે બચાવનાર.
માટે બેન જુવો તમે એધાણી આપું સહી,
માત પીતા તમ તણા જેના નામ આપું હું અહી.

**ચંદ્રકલા** **બેત**

વદો તમો સુખે કરી બતાવો મારૂં ઠામ,
કોણ માતા કોણ પીતા અને શું છે મારૂં નામ.
પછી મને તમ ઉપરે બેશે દૃઢ વીશવાશ,
વાર તમે હવે નહી કરો શંભલાવો આવાર.
દુઃખ મુજ ઉપર જે પડ્યું તેનો શંભલાવું વીસ્તાર,
અરે પ્રભુએ મુજ ઉપરે પાડયો છે બહુ માર.

**સુકલાક્ષ** **રાગ પ્રભાતીયું**

ચંદ્રકલા તમ નામ છે,
ભાનુમતી માતાજ જાણો;
ચંદ્ર વીજયતો પીતા અરે,
સંદેહ મનમાં ન આણો,
સ્વામી સુદરસેન તમ તણા.

ઇચ્છાએ પરણ્યા જેહ;
તમારે વિયોગે તો વળી,
એણે ગાળી છે દેહ.
તમ પાશેથીં તે તો ચાલયા,
કીધો જંગલ વાસ;
શાથે હતા તે દગો કરી,
માલ લઇ કીધા નીરાશ.
ફરતા હતા તે જંગલ વીશે,
ત્યાં વળી હું જઇ લાગ્યો;
વિંટી તમારૂં એંધાણ જેહ,
તેને સંદેહ ભાગ્યો.
તાત એનાની આજ્ઞા થકી,
ગયો લઇ ઇરાંવતી ગામ;
પછી રે તમને શોધવા,
ફરૂં છઉં ઠામો ઠામ.
મેલાપ તમારો તો થયો,
પુરી થઇ મનનીજ હામ.
ચીંતા મનથી વીસારીને,
લ્યો પ્રભુ કેરૂં નામ.

**સુકલાશ**

(આહા પુરી ખીલી ચંદા) એ રાહ
માનો મારી ખરી આ વાત દગો મુજમાં નહી ખરેખાત,
રાખો એની હું પર વિશ્વાશ કરે પુરી પ્રભુ તમ આશ.
વિસારી ધ્યાને મનના વીચાર ચાલોને અરે એની મારીસાથ

**ચંદ્રકલા** **રાગ ઉપર પ્રમાણે**

ચાલો હું આવું તમ સાથે દુઃખના તો ઝાડ ઉગ્યા માંથે
મેલાવો તમે સુદરસેન શાથ કે જેથી પડે ખરી તમ વાત

પરદો પડે છે

**પ્રવેશ ૩ જો. સ્થલ આગલું જંગલ.**

(કેટલાક લુટારા પ્રવેસ કરે છે)

**લુટારાનો સરદાર**

(જુવો પેલી ચંપેલી)એ રાહ
ન ધીલ વિશે કંઇ શંકા આણી ખેલો તમે શિકાર,
રમત ગમત જમત પંગત શાથે છે આવાર.
શી ફિકર છે આ વન વીશે છઉં હું એક રાજા,
ભલે કોઇ લડવઇઆ આવે હોય તાજા માજા.
ટક્કર મુજ સાંભી જરાતો ઝીલિ ન શકે કોઇ,
છેક ઉરાડું આકાશ સુધી ભલે તે જબ્બર હોય.

(અંદરથી)

**ચંદ્રકલા** **વસંત તીલકા**

લાવ પીયુ તણો લેવા કહે ચીત મારૂં,
લઉં જટ પતી ભેટ એમ મનેં વીચારૂં.
જીવ મશ બલે મારો તેથી જટ ચાલો જઇએ,
ભાલ પતી તણી કરી હું ભેટું જઇને.
યમ શમાન લાગે વીયોગ પતીનો મુજને,
લાહુ બલે તનમાં શું કહું પ્રભુ હું તુજને.
લક્ષમાં લેઇ પ્રભુ વિનંતિ પોંહોચાડ જલદી,
અરે હવે મુજ રહ્યે કાંઇ ધીરજ નથી.

**સુકલાક્ષ** **બેત.**

નીશ્ચીત રહો મન વીશે,
પોંહાંચીએ જરૂર આજ;
દીલ વીશે નીર્ભય રહો,
પંથ કાપવા કાજ.

**લુટારાનો સરદાર** **બેત**

અરે આ શું અંચબાની વાત,
કોઇ શરશ શીકાર આવે છે ખરેખાત;
અરે પણ સાથે સ્ત્રી દેખું છે રૂપે ભંડાર,
ખબરદાર તમો મ્યાન કરો હથીઆર.

(ચંદ્રકલા તથા પ્રધાન આવે છે)

**સુકલાક્ષ**

[લખશે લખ જો] એ રાહ

શર્મ બેની દુર કરીને કહો તે ખાવાનું લાવું,
દાસ તો તમારો છઉં તમ કારણે હું વેચાવું.
શી ફીકરમાં છો તમે જણાવોને મને અરે,
પરમો તમને થાક તે માટેજ હું તો કહું છઉં.

**ચંદ્રકલા રાગ સીતાજીના મહીનાનો**

પીયુ પીયુ પોકારૂં હું મુખે ચીંતા મને તેજ છે,
ભય આવે ઘરેણા જે તે કારણ એજ છે.
બલ્યું પીયુ વીનાનું આ તન જીવી હવે શું કરૂં,
રખે પાછો થાએ રે વીયોગ ઝુરી ઝુરી હું મરૂં.
અરે જમણી ફરકે આંખ રખે કાંઇ વીઘન નડે,
મને શુજતું નથી તે કાંઇ અરે કંઇ આવીઅડે.
રખે ચીંતા તેન વીશે આપ કરો મુજ સમ છે
તમે ઉદાશી છેક છો આજ તેમાં કંઇ ભર્મ છે.
લાવ મનનો રહેશે મન માંય ફીકર મુને તે ઘણી,
લક્ષમાં લે પ્રભુ આજ અમારી આ વિનંતી.

**સુકલાક્ષ** **બેત.**

બેની મને આ જંગલ વીશે,બીક લાગે છે બહુ;
રાત અધારી ઘોર છે, સાંધન છે વલી રહુ.

જમણી આપની આંખતો, ડાબી ફરકે મુજ;
પ્રભુ શંકટમાંથી ઉગાર, હું પ્રાણી છઉં તુચ્છ.

**પ્રવેશ ૩ નો. સ્થલ આગલું જંગલ.**

**લુટારાનો સરદાર બેત**

ખબડદાર ક્યાં જાઓ છો કપડાં ઉતારો આવાર,
શું સમજી આવ્યા તમો, મારા વન મોઝાર
કતલ તમને કરવા તણો, ઇરાદો હતો મન
પરતું આ નારી પર, ફીદાં થયુંછે મારૂં તન

**સુકલાક્ષ બેત**

દુષ્ટ સંભાળ જીભને, શું રાખે તુ વિચાર
ચાલ જલદી તુ ઇશ્વરને, સરણ જાવા થા તૈયાર
(તેને મારામારી થાયછે જેમાં સુકલાક્ષ લુટારાને મારી નાખેછે ચંદ્રકળા બેભાન થાયછે તેની પાસે જઇને)
બેની નિશ્ચિંત રહો, લીધાંછે સહુનાં પ્રાંણ
ચાલો હવે જલદી, તત્તકાળે પોહોચીયે ગામ.

**ચંદ્રકલા બેત**

નથી રહી મુજમાં હવે આય
મે જે ન ધારેલું, તે સું થયુ આ હાય
રૂપે મને હેરાંન કરી, રૂપથી દુઃખ નિરધાર

રૂપે સુખી કોઇજ રહે, રૂપ દુખનો ભંડાર

[પડદો ઉપડેછે અને સુંદરસેન પોતાના મહેલમાં
બેઠો ચંદ્રકળાનો વિયોગ યાદ કરેછે.]

## પ્રવેસ ૪થો સ્થલ રસ્તો.

**સુંદરસેન રાગ ઝીંઝોટી**

કેમ નહી આવ્યો હજી લઇને પ્રીયા મારી
વિયોગે તો ખરે પ્રીયા, તેં સુદ્ધી બુદ્ધી વિસારી
"પ્રીયા હું ફરૂં તું વિના, થૈ ઘેલો નિરધાર—કેમ
"કયારે મલીસ તું હવે, વિચારૂં છઉ આ વાર"
વિચારૂ છઉ આવાર અરે મુજ પ્રાણથી પ્યારી—કેમ
"ચતુર શુકલાક્ષ તુને. લાગી કયમ બહુ વાર"
"વાયદો તારો વિત્તી ગયો, તે નહી સમજાણો સાર"—કેમ
નહી સમજાણો સાર, બેવફાઇ શું છે આ તારી
"શું તમો નિર્દય થયાં, દયા નથીજ લગાર"—કેમ
"હીંમત હું હારી ગયો, મેલવ પ્રભુ તું નાર"
મેલવ પ્રભુ તું નાર, પ્રીયાનો જખમછે કારી.—કેમ.

**સુંદરસેન રાગ કલ્યાણ**

લઇ જોગીનો વેશ પ્રીયા, શોધે તારી હું ફરૂં,
મલે નહીં મુને તું હાય, તો ખરે હું અહીં મરૂં—લઇ
પ્યારી પ્યારી પ્યારી શુધ્ધ તેં વિસારી મારી

વિયોગનો જખમ ારી, વાગ્યો તેથી મસ બળું-લઇ
પ્રીતે તો હેરાન કર્યો, અહંકાર પ્રીયા તેં હર્યો,
મળવા તુંને વીચાર સર્યો, કેમ કરી તુજને મલું.-લઇ
ગમે નહીં આ રાજ મેહેલ, વિખ સમછે થએલ
દુખની ચાલીછે રેલ, શી રીતે હવે ઉગરૂ-લ.ઇ

**સુદરસેન** **બેત**

પ્રીયા ! પ્રીયા ! ક્યારે મલશો તું શાણી
આવીને ક્યારે ગ્રહીશ મુજ પાણી
વ્રેહ બાણથી, પીડાઉં છઉં હું
તે શું નહી, જાણતી હો તું
જાણ્યા છતાં, ઓ મારા પ્રાણાધાર
ન બચાવે તું, ત્યારે કોણ બચાવનાર
ઓ ઇશ નિયંતા, ન્યાયના ચલાવનાર
પ્રીયાના વ્રેહબાણથી પીડાઉંછુ તે તું તાર
ચંદ્રકળા, ચંદ્રકળા, ઓ મુજ પ્રાણ આધાર

**ચંદ્રકળા**

આવી મારા નાથ, ન થાઓ ીલગીર લગાર. .

( તે બને ખુશીની સાથે મલેછે અને
સુકલાક્ષને રાજ કુંવર ઇનામ આપેછે)

**સુંદરસેન**

શું મારી પ્રાણ પ્રીયા, ચંદ્રકળા પોતે તુ
અરેરે આ વખતે, કેવો સુખીછું હું,

**ચંદ્રકળા**

ઓ મારા નાથ, આ કેવો મેલાપ
આપના વિયોગથી દુઃખ સહ્યાંછે અપાર.
ઓ પ્રભુ કેવો તારો આભાર !
કે મેલવ્યાં તેં અમને પાછાં નિરધાર

**સુદરસેન**

પ્રીયા આપણને મેલવ્યાંછે, કીરતારે આવાર
તેથી તેની પ્રાર્થના કરો આ ઠાર

**સુદ. તથા ચંદ.**

(વીજય વીજય થાઓ) એ રાહ
પ્રભુ ઓ તેં કૃપા કરી, મેલાવ્યાંછે આખરે,
એવું તો આ કીંકર પ્રાણી ખરે ઓચરે-પ્રભુ

**ચંદ્રકલા**

પતી વૃતા પાળયું સમક્ષ, તારી શાક્ષી છોતુ,

**સુદરસેન**

જાલવ્યું પત્ની વૃત પ્રભુ આજ સુધી મેખરે-પ્રભુ

**ચંદ્રકલા**

તારી કૃપા થકીજ સંકટથી તો હું બચી છું,

**સુંદરસેન**

વિશ્વિસ સાહ્યતા મનેતો, આપની છે ખરે—પ્રભુ

**ચંદ્રકલા**

આખરે તેઓતો પામ્યાં, (" કરણી પાર ઉતરણી,")

**સુંદરસેન**

વિયોગથી તેં શેવકો, બચાવ્યાંછે આખરે—પ્રભુ

**બને સાથે**

સત્ય મેવ જયયતી, સદા વિભુ થઇ ખરી
દયાશંકર મુખથી એતો, વાણી ઓચરે—પ્રભુ



આ પુસ્તકમાં મારી જીજ્ઞાસાની સાથે શમાપ્તિ-ના સોચને સરખાવતાં સેવકને નમ્રતા પુર્વક આજીજી કરવાની જરૂર જણાય છે કે પ્રથમની મારી ઊત્કંઠા પ્રમાણે આ પુસ્તકમાં મારાથી પુર્ણ લક્ષ અપાયું નથી શાથી કે છપાવવાનો આરંભ કર્યો બાદ મારી આરોગ્યતામાં અસાધારણ બીગાડ થયો પરિતાપી તેની છાંયાંથી વિશેષ શ્રમ લેવાને બની શક્યું નહી. જેથી ત્વરા સાથે અધીરાઇએ અપુર્ણતાથી ભરપુર આ પ્રયોગ સમાપ્ત કરેલો છે તેના દોષ ઉપર સર્વ હોંશીલા સદ ગ્રહસ્થોં કૃપાની આંખે જોઇ દરગુજર કરવા લાયક વિચારશો એવી સેવક અપેક્ષા રાખે છે.

લા૦ શેવક દ. વ.

શાર્દુલ વિક્રીડત વૃત.

લેખો સંવત ભુમિ યુગ્મ ગ્રહને ગ્લો વિક્રમા વર્ષથી,
આદિ પક્ષની દીશ કાર્તિક મહી, ભાવે રૂડા હર્ષથી.
જાણો તે દિવશે ગણાય શુભ મા,રો જન્મ જુનાગઢે,
માચે સેવક દોષ માફ કરવા ચુકયો કવીતા પડે.—૧.

## છોકરીઓને ઉપયોગી ગરબા.

(ગોકુળીયે લઇ ચાલો ઓધવરાજ) એ રાહ

ભણો સહિયર શિખ ગ્રહિ પુસારી,
ઉલટ ચિત રાખીને રે. ટેક.
ભણવાથી લાભ ઘણો થશે બેના
વધે સુખને સંપતી ન્યારી.—ઉલટ
મા, બાપની શિખ ગ્રહો તમો બેના,
વાંચો ચોપડીઓ સારી સારી.—ઉલટ.
સ્વામીને મદદ કરો તમો બેના,
જાઓ તે પર વારી વારી.—ઉલટ
ઘર ખટલો લ્યોને ઉપાડી બેના,
તજો ચાલ જે હોય નઠારી.—ઉલટ
સાસુ સસરાના કેણ માનો તમો બેના,
તમને નવ કહે વહુછે અકારી.—ઉલટ
સૌની પ્રીતી સંપાદન કરો બેના,
કોઇ નવ બોલે છે આ ખારી.—ઉલટ
શિખ ઉપર ધ્યાન આપશો બેના,
થઇ પડશો ખરે લાભ કારી.—ઉલટ

વીનવી કહે દયાશંકર બેનો,
રૂઢી ગ્રહો સુખકારી.--ઉલટ

(મોહોલે પધારો માહારાજ માણીગર)એ રાહ

પ્રિતે ભણો બેની આજ, ગ્રહો શિખ શુભ મનુષ્યની,
કરો નિજ હસ્તે શુભ કાજ, ગ્રહો શિખ શુભ મનુષ્યની,

સાખી–પતી પરે પ્રીતી કરી તજોને ચાલ કુચાલ,
સુખી થશોજ તમે ઘણાં, રાખો સ્વામિપરે અતી વા
હાલ–ગ્રહો શિખ—૧

"શિયલ પણું રાખી તમે, તજો મદ છળ અહંકાર,
"પુજો પતી તમો પ્રભુ, પદ સમજો લાભ થવાનો
વિચાર.—ગ્રહો શિખ

સસરા સાસુ માબાપને, આપો સરખું માન,
સદા નમૃતા રાખવી, નવ કરવું કદી અભીમાન
—ગ્રહો શિખ

પાળો સત્ય સદા તમે, જેથી થાયે સુખ,
સત્ય ગ્રહણ કરશો કદી, નવ દેખશો સ્વપ્ને દુઃખ.
—ગ્રહો શિખ

સુખી થવા બેનો તમો, ભણો ભણતર નિરધાર,
દુષ્ટ વિચાર એથી જશે, માટે સજો તેનો સંગાર.
—ગ્રહો શિખ

કેળવણી પામી કરી, નવ કરવો જુઠ ઉપયોગ,

પતી એક જો સેવશો, રેશે શુભ થવાનો સંજોગ.

—ગ્રેહો શિખ

વિનય કરી તમને કહે, દયાશંકર આ વાર,

જો તમો તેમજ પાળશો, સુખ પ્રાપ્ત થશે નિરધાર.

—ગ્રેહો શિખ

(રઘુપતી રામ રહૃદયમાં રેજોરે) એ રાહ.

એવું રૂડું ભણવું, કોને નવ ગમેરે—ટેક.

ભણો બેની ચીત લગાડી તમારૂં રે,

જેથી ભવિષ્યે, થાશે સારૂં—એવું

બનશે વિમળ વાણી તમારીરે,

વાત કદી નવ ગમસે નઠારી.—એવું

સદ આચરણ તમ તણાં થાશેરે,

છળ કપટ અહંકાર નાસી જાશે.—એવું

નમ્ર વાણી સદા તેથી રેશે રે,

સહુ ડાહ્યાં તમોને કેશે.—એવું.

ભરત ભરતાં આવડશે એ થકી રે,

નવો ઉદ્યોગ સુજશે નકકી.—એવું.

જુવો નજર કરી સઊ વાતરે,

ભણવાથી થાશો વિખ્યાત.—એવું

વિધ્યાનો બેનો પાર નથી કંઇ રે,

માટે તે વિષે નવ લખ્યું અહીં.—એવું

કહે દયાશંકર ચીતે ધરજો રે,
આવા સુખી બેનો તમો ભણજો.—એવું.

## રાગ ઉપર પ્રમાણે

એક ચરણ વધારીને ગાવું

ભણો બેની રૂડું તમારૂં વીચારીરે,
એવી વિનંતી છેજ અમારી.—ભણો.
શિખાય તેટલું શિખી જાઓરે,
ભણી સંસાર પ્રેમે ચલાવો રે;
પતીનાં વહાલાં થાઓ.—ભણો.
રૂદે રાખો મેતાજીની શિખરે,
નવ બોલવું જુઠું નક્કીજ રે;
રાખો જગકર્તાની બીક.—ભણો.
સાચવી રાખો શિયળ સદા તમે રે,
રહો નિરમલ બેનો મન તમે રે;
એવી પ્રાર્થના છે આ સમે.—ભણો
પ્રભુ ભજને સદા મન રાખો રે,
વાણી સત્ય બેનો મુખે ભાખો રે;
સ્વાદ ભણતરનો પ્રેમે ચાખો .—ભણો
એમાં ચડતી તમારી થાશે રે,
કહે દયાશંકર કષ્ટ જાશે રે;
સ્વામી પર અતી પ્રીતી બંધાશે.—ભણો

[સ્વસ્તિ શ્રીરે સ્નેહપુર સ્થાન] એ રાહ.

ભણો ભણો રાખી શુધ ચીત, બેનો ભણનારી રે.
જેમાં રહેલછે તમ હિત, શિક્ષા ગ્રહો શારી રે
ટાળો ટાળો ખોટી સઉ રીત, બેનો ભણનારી રે.
રાખો સ્વામી પરે અતી પ્રિત, શિક્ષા ગ્રહો શારી રે,
વાંચો વાંચોને પુસ્તક નીત, બેનો ભણનારી રે.
આવશે શુભ ગુણ ખચીત, શિક્ષા ગ્રહો શારી રે
તજો તજો જે વાત નિંદીત, બેનો ભણનારી રે.
રહો સ્વભાવે સદા શિત, શિક્ષા ગ્રહો સારી રે,
થાશે થાશે જે વાતો લખીત, બેનો ભણનારી રે.
માટે નવ થાવું તેમાં ચકિત, શિક્ષા ગ્રહો સારી રે
ડરો ડરો કરતાં વિપરીત, બેનો ભણનારી રે.
દુઃખ સહેવું થઇ નિશ્ચિત, શિક્ષા ગ્રહો સારી રે
રાખો રાખો મોટાની રીત, બેનો ભણનારી રે
દયાશંકરની વીનંતી, શિક્ષા ગ્રહો સારી રે.